30/5/16

# માબાપની સેવા

લેખકઃ—નાગરદાસ જે. રાવળ.

પ્રકાશકઃ—દેવનંદ આર. ઠાકર.

કરાચી.

પ્રત ૨૦૦૦ આવૃત્તિ ૨ જી એપ્રીલ ૧૯૧૬

હિતેચ્છુ પ્રેસમાં હ. બા. ઠાકરે છાપ્યું—કરાચી.

કીંમત એક આનો.

# પ્રસ્તાવના

જમાનાની પ્રગતિ મનુષ્યો કરતાં બાળકો પર વિશેષ આધાર રાખે છે. જે દેશનાં બાળકો સુશિક્ષિત, સદાચારી અને સુપ્રવૃત્તિવાન હોય, તે દેશનો ઉદય સામાન્ય વેગથી નહિ, પરંતુ તીવ્રતર વેગથી થવા લાગે એ નિઃસંશય છે.

ગુજરાતનાં બાળકોની આ જાતની વૃત્તિઓ ખીલવવાનો કાંઇક પ્રયાસ કરવાને આ સ્વલ્પ સેવારૂપ બાળ મિત્ર માળાની યોજના કરી છે.

દેશનાં બાળકો સુશિક્ષિત, અને સદાચારી થાય. દેશ નિષ્ઠા, અને રાજ નિષ્ઠામાં પોતાનું કર્તવ્ય સમજે. એજ આ પ્રયાસનો મુખ્ય હેતુ છે. ઈશ્વર તે હેતુ પાર પાડવામાં સહાયરૂપ થાઓ. ॥ अस्तु ॥

સંપાદક.

## બે બોલ

બાળ મિત્રો,

આજે આ બાળ મિત્ર માળાનું પહેલું પુસ્તક "માબાપની સેવા" તમારા હાથમાં સોંપતાં મને ઘણો આનંદ થાય છે. આ પુસ્તકમાં આપેલાં નાનાં મોટાં પિતૃભક્ત બાળકોનાં ચરિત્રો વાંચી તમે તેમના જેવાં મા બાપની સેવા કરનારાં થાઓ! મા બાપને દેવ સમાન પૂજો! અને તેમના પર ઘણું હેત રાખો! તો આ પુસ્તક લખવાનો પ્રયત્ન સફળ થયો ગણાય!

સંપાદક.




### માલકોષ—રાગ

નમીયે, કૃપાળુ પ્રભુ તું પદે,
રટી, નામ તારૂં કૃપાળું હૃદે....નમીયે.

વિભુ ! એક તારે રહી આશરે,
હસીયે, રમીયે, સદા તું પરે....નમીયે.

હશે, વાંક તોયે ક્ષમા ધારજે,
ગણી, બાલ ઘેલાં દયા લાવજે....નમીયે.

તું, દે, શિખ સારી વસી અંતરે,
અમો બાલકોમાં સુવિદ્યા ભરે....નમીયે.






વહાલાં બાળકો,

"તમને રોજ સારું સારું રાંધીને કોણ ખવરાવે છે?

"તમને મજાનાં કપડાં કોણ પહેરાવે છે?

"તમને મીઠાં મીઠાં ગીતો કોણ ગાય છે?

'તમારા ઉપર ઘણું હેત કોણ રાખે છે?

"તમે માંદા પડો છો, ત્યારે તમારી ફીકર કોણ કરે છે?

મારા આ સવાલોના જવાબ તમે તમારા મનમાંજ આપો અને કહોઃ—

"તમારું વહાલામાં વહાલું સગું કોણ?"

—માબાપ—

ખરેખર આપણા ઉપર આટલું બધું હેત રાખનાર મા અને બાપના ગુણ ભુલાય તેવા નથી. ઘણાં ગાંડાં છોકરાં પોતાનાં માબાપના ગુણ ભુલી જાય છે. અને તેમને દુઃખ દે છે. આવાં નઠારાં છોકરાંઓ ઉપર કોઇ હેત રાખતું નથી, અને તે બહુ દુઃખી થાય છે. માટેઃ—

જો તમારે ડાહ્યાં ગણાવું હોય,

જો તમારે સુખી થવું હોય,

જો તમારે આનંદ મેળવવો હોય.

તો માબાપ ઉપર હેત રાખો, અને તેઓ કહે તેમ કરો.



# સવિતા

"સવિતા, ઓ સવિતા, બેન, હું રસોઇ કરૂં છું. તું મને પાણીનો લોટો ભરી આપતો!"

સવિતાએ માનો અવાજ સાંભળ્યો ખરો, પણ તે રમત છોડીને ગઇ નહિ. માએ ફરીથી કહ્યું.

"સવિતા નથી સાંભળતી ? અહીંઆવ મને પાણી ભરી આપ."

રમતમાં ગુંથાઇ ગએલી ગાંડી છોડી માનું કામ કરવા હુજી પણ ન ઊઠી સવિતા બહાર ગઇ હશે. એમ ધારી મા પોતેજ ઊઠી. અને હાથ ધોઇ પાણી ભરીને પોતાના કામમાં લાગી.

એવામાં 'ઓ મારે' એવી સવિતાની કારમી ચીસ સંભળાઇ. રાડ સાંભળતાંજ મા જેમ તેમ હાથ ધોઇ તેની પાસે દોડી ગઇ. 'શું છે, શું છે' કહી માએ જોયું. તો સવિતાના હાથ ઉપર વીંછીએ ડંખ માર્યો હતો, વીંછીના ડંખથી સવિતાને ઘણું દુઃખ ભોગવવું પડયું. જો તે માનું કામ કરવા ગઇ હોત, તો તેને આ દુઃખ ભોગવવું ન પડત!



# પિતૃભક્ત જહાનઆરા





જેની સુંદરતા અને કારીગરી જોઇને સુધરેલા દેશોના કારીગરો પણ છક થઇ જાય છે, તે તાજ મહલ બંધાવનાર દિલ્હીના શાહ જહાં પાદશાહને જહાનઆરા નામે એક શાહજાદી હતી.

શાહજહાં પાદશાહનો વૈભવ દેવના દરબાર જેવો હતો. દૈવની ગતિ બદલાઇ, અને જે ઠેકાણે આવા વૈભવો ભોગવેલા તેજ ઠેકાણે તેને પોતાના છેવટના દિવસો એક કેદી પ્રમાણે બંદીખાનામાં કાઢવા પડયા.

પોતાની વૃદ્ધાવસ્થામાં દીકરાઓ રાજ્ય લોભથી અંદર અંદર લડવા લાગ્યા તેમાં ઔરંગજેબ છળ કપટથી ફાવ્યો અને પિતાને કેદ કરી પોતે રાજા બન્યો (!)

ઘડપણ અને માંદગીને લીધે શાહજહાં પાદશાહ અશક્ત થઇ ગયો હતો. તેમાં ઔરંગજેબના આવાં ઉદ્ધત

વર્તનથી તેના હૃદયને ભારે આઘાત થયો, અને મુર્છિત થઇ જમીન પર પડયો. પિતાને આ દુઃખમાં આશ્વાસન રૂપ એક શાહજાદી જહાનઆરાજ હતી.

પિતાની આવી અવસ્થા જોઇ જહાનઆરાએ પ્રતિજ્ઞા કરી કે હું મારૂં બધું આયુષ્ય પિતાની સેવામાંજ ગાળીશ.

" મારાપિતા એક મહાન રાજા હોવા છતાં આજે તેમની સ્થિતિ કેવી છે! જગ પ્રસિદ્ધ મયુરાસન પર બેસનાર અને હજારો લોકોપર સત્તા ચલાવનાર મારા પિતાને આજે એક અંધારી કોટડીમાં દિવસ કાઢવા પડે છે! તો પછી વૈભવ હમેશાં ટકે છે, એમ શી રીતે કહી શકાય ? "

આવા આવા વિચારો કરી જહાનઆરાએ પોતાનો રાજવંશી પોષાક કાઢી નાખી ગરીબી કપડાં પહેર્યાં. મુલ્યવાન જવાહીર અનાથ ગરીબોને મદદ કરવામાં આપી દીધાં. સુખ અને વૈભવની એક પણ વસ્તુ પાસે રહેવા દીધી નહિ. અને બહુજ ગરીબ માણસની પેઠે જીંદગી ગાળવા માંડી હું શાહજાદી નહિ, પણ એક વૃદ્ધ કેદીની કન્યા છું એમ તે સમજતી.

શાહજહાં પાદશાહે પુત્રના કેદખાનામાં ૭ વરસનું આયુષ્ય ભોગવ્યું. તે બધો સમય તેની વહાલી પુત્રી જ-

હાનઆરા તેના દુઃખમાં મદદરૂપ થઈ રહી, અને પોતાનું આયુષ્ય પિતા સેવામાંજ ગાળ્યું.

જાણે કેમ, પિતાના મૃત્યુ પછી તેનું કામ પૂર્ણ થયું હોય, તેમ તે પિતાના મરણ પછી વધારે વખત જીવી શકી નહિ. તેના આખરના વખતે—જ્યારે તેનામાં ઊઠવા બેસવાની પણ શક્તિ ન હતી ત્યારે— ઔરંગઝેબ તેની પાસે ગયો. તેની આખર અવસ્થા, અને પિતાને માટે તેણે વેઠેલું દુઃખ સંભારી ઔરંગઝેબને બહુ લાગી આવ્યું. "સાર્વભૌમ શાહજહાં પાદશાહની શાહજાદી, જેની આજ્ઞા ઉઠાવવાને એક વખતે સેંકડો દાસીઓ તૈયાર હતી, તેજ જહાનઆરા આજે એક સાધારણ રોગીની પેઠે એકલીજ તુટેલા ખાટલામાં પડી છે! જેનું આંખ માથું દુખતાં હકીમોનાં ટોળેટોળાં હાજર રહેતાં તેજ રાજકન્યા આજ સારવાર સિવાય મૃત્યુ વખતની ભારે વેદના શાન્ત પણે સહન કરે છે! આ હૃદય ભેદક દેખાવ જોઈને ઔરંગઝેબ જેવા નિષ્ઠુર, પાષાણ હૃદયના માણસને પણ આંસુ આવ્યા સિવાય રહ્યાં નહિ. તે ગદગદિત થઈ પોતાની બેન પાસે ખાટલાપર બેઠો. ને તેને પ્રેમથી બોલાવી. જહાનઆરાએ આંખો ઉઘાડી પોતાના ભાઈ તરફ પ્રેમાળ નજરે જોયું. ઔરંગઝેબે આ વખતે પોતાના અપરાધની માફી માગી. તે વખતે તે બોલી શકતી ન હતી, તો પણ તેણે

આકાશ તરફ જોઇ 'ઇશ્વર સહુને ક્ષમા કરે' એમ દર્શાવ્યું. થોડીવારમાં તેણે પ્રાણ ત્યાગ કર્યા.

ઓરંગઝેબ જયારે જહાનઆરા પાસે ગયો, તે વખતે તેણે તેના હાથમાં એક પત્ર આપ્યો હતો. તેમાં એક પદ લખેલું હતું. તેનો અર્થ એવો હતો, કેઃ– "મારી કબર પર માદરપાટ સિવાય બીજું કાંઇ ઢાંકવું નહિ. કારણ કે ગરીબની કબરપર માદરપાટજ યોગ્ય છે. પિતાની સાથે બહુજ ગરીબી હાલતમાં રહ્યા પ્રમાણે મૃત્યુ પછી મારી કબર પણ એક ગરીબની કબર જેવીજ હોય, એમ મારી ઇચ્છા છે."

જહાનઆરાની પિતૃભકિત જોઇ પ્રેમનાં આંસુ કોને ન આવે? ઓરંગઝેબ જેવા પિતૃદ્રોહી પુત્ર, અને જહાનઆરા જેવી પિતૃભકત દિકરી બન્ને સગાં ભાઇબેન હતાં. પરન્તુ તે કોને સત્ય લાગે ?

જહાનઆરાએ સુખ તજયું. વૈભવ તજયો. પણ ફરજ બજાવી પોતાનો જન્મ સફળ કર્યો !

ધિક્કાર છે ઓરંગઝેબ જેવા પાપી પુત્રને !



# ચારૂમતી



ચારુમતી આઠ વરસની હતી, તેની મા બે મહીના થયાં ઘણી બીમાર હતી. તેથી હવા ફેરને માટે હાલ તેઓ લોણાવળીના એક બંગલામાં રહેતાં હતાં. ચારુમતી ઉમ્મરમાં નાની પણ ઘણી સમજણી હતી. તે હમેશાં પોતાની મા પાસે બેસીને કાંઇ કાંઇ વાતો કરી તેને આનંદમાં રાખતી, વખતસર દવા આપતી, અને વૃદ્ધ માતાને ઘરના કામકાજમાં પણ મદદ કરતી.

એક દિવસે બપોરે તેની મા ઘેનની દવાથી સૂઇ ગઇ હતી અને વૃદ્ધ માતા રાતના ઉજાગરાને લીધે બીજા ઓરડામાં ઘડીક આરામ લેવા ગયાં હતાં. ચારુ એકલીજ માના બિછાના પાસે બેઠી હતી. પોતાની માનું સુકાઇ ગએલું મુખ અને શરીર જોઈ તે કાંઇ કાંઈ વિચાર કરવા લાગી. આટલી લાંબી માંદગી, અને આવું શરીર જોતાં તેને પોતાની માના જીવન વિષે શંકા થઇ આવી. અને આંખો આંસુથી ઉભરાવા લાગી. આમ ઉદાસીમાં તે ક્યાં સુધી બેસી રહી, તેની તેને પણ ખબર ન રહી. છેવટે વૃદ્ધ માતાને પોતાના

તરફ આવતાં જોઇ રડવું છુપાવવા માટે તે બીજા દરવાજેથી બગીચામાં ચાલી ગઇ.

અહીં નાનાં નાનાં ફુલઝાડ, અને ભાતભાતની ખીલી રહેલી વનસ્પતિ જોઇ તેને કાંઇક આનંદ થયો. એક ગુલાબના છોડપર એકજ પૂર્ણ ખીલેલું સુન્દર ફૂલ હતું. તે લેવાને ચારુની ઇચ્છા થઇ. અને તેને તોડવાને છોડ પાસે પણ ગઇ. પરંતુ જેવી તે ફૂલ તોડવા જાય છે, કે તેણે 'સબુર' એવો અવાજ સાંભળ્યો. તે આમતેમ જોવા લાગી પણ કોઇને ન દેખવાથી વળી તે ફૂલ તોડવાને તૈયાર થઇ. પણ એવામાં "નહિ, ચારુ નહિ. એ ફૂલને તોડી લેવાથી આ ઝાડની બધી શોભા નાશ પામશે. તું એ ફૂલ ન તોડ." ચારુ આ અવાજથી નવાઇ પામી અને ફૂલ ન તોડતાં બાજુના બાંકડા પર બેઠી. અને જરા આડે પડખે થઇ. ઠંડી હવા, કંટાળેલું મન, અને સાંજનો શાન્ત વખત આ બધું અનુકુળ હોવાથી ચારુને તરતજ ઊંઘ આવી ગઇ. અર્ધ નિદ્રા જેવી સ્થિતિમાં તેણે એક મનોહર દેખાવ જોયો. જાણે પેલા ગુલાબના ફૂલમાંથી એક દેવી પ્રગટ થયાં તેમણે ચારુના માથા પર હાથ મૂકીને કહ્યું "પુત્રી તારી ઉદારતા જોઇ હું બહુ ખુશી થઇ છું. માગ ! તારે જે જોઇએ તે માગી લે !" ચારુમતી બહુ રાજી થઇ અને આનંદમાં કહેવા લાગી. "માતાજી જો તમે મારાપર ખુશી થયાં હો, તો મારી માને જલ્દી સાજી કરો"

"વારૂ પુત્રી, તારી મા થોડા દિવસમાંજ સાજી થશે. કાંઇ બીજું માગ!

"માતાજી મને એક નાની સરખી બેનની હોંશ છે.

"બેટા તારી એ હોંશ પુરી થશે. હવે તારે બીજું કાંઇ જોઇએ છીએ?"

"માતાજી અમે બન્ને બેનોના હાથે તમને ગમે તેવાં સારાં સારાં કામો કરાવો.

ચારુની આ માગણી સાંભળીને દેવી બહુ પ્રસન્ન થયાં. અને બોલ્યાં "ચારુ, હું તારા પર બહુ ખુશી થઇ છું. બધું તારી ઈચ્છા પ્રમાણેજ થશે." એટલું કહી દેવી અલોપ થઇ ગયાં. અને ચારુમતી પણ જાગી ગઇ. તે ખુશી થતી થતી વૃદ્ધ માતા પાસે પોતાના સ્વપ્નની વાત કહેવા દોડી ગઇ.

આ બનાવ પછી થોડા વખતમાંજ ચારુની મા સાજી થઇ. અને છ મહીનામાં તેને એક નાની બેન પણ મળી. દેવીનાં આ બન્ને વરદાન સાચાં ઠર્યાં, ચારુની દેવી પરની પ્રીતિ દિવસે દિવસે વધવા લાગી, અને મોટી થયા પછી પણ તે પોતાના દરેક કામોમાં દેવીને સંભારવા લાગી, આથી તે બહુ સુખી થઇ.

બાળકો, માબાપની સેવા, અને નિર્દોષ મનથી દેવ પ્રસન્ન થાય છે. અને દેવની પ્રસન્નતાથી સુખ મળે છે. જો તમારે હમેશાં સુખી થવું હોય, તો હૃદયના ખરા ભાવથી માબાપની સેવા કરી દેવની પ્રસન્નતા મેળવો.

# માબાપની સેવામાં પ્રાણનું બલીદાન!



"અરે ! ચેલૈયા નાસીજા ! નાસીજા ! આ તારૂં સુકોમળ શરીર ક્ષણવારમાં હતું નહતું થઇ જશે! તારાં માબાપ એક ધુતારાના મોહપાસમાં સપડાયાં છે. ઘેલાં થયાં છે. તું મારી સાથે ચાલ. હું તારૂં રક્ષણ કરીશ."

"તમે મને અનીતિનો રસ્તો ન બતાવો. મરણથી ડરીને નાસી જવા કરતાં મારાં માતાપિતાની આજ્ઞામાં રહી તેમના ખોળામાં મરવું, મને વધારે વહાલું લાગે છે. હું હમણાજ તેમની પાસે જાઉં છું."

ચેલૈયો નિશાળેથી ઘેર ગયો, તો ત્યાં તેણે શું જોયું? એક સાધુ ભૂખના દુઃખથી બૂમે બૂમ પાડે છે. માતાપિતા ચિંતાતુર થઇ, એક બીજાના સામે જોતાં રડે છે. આ વિચિત્ર પ્રકાર તે સમજી શકયો નહિ.

ચેલૈયાને જોતાંજ સાધુ બોલી ઉઠયો. "અરે સગાળશા આ તારો છોકરો આવી પહોંચ્યો. હવે ઉતાવળ કર, ભૂખ્યાં

મારો જીવ જાય છે." શગાળશા કાંઇ બોલી શકયો નહિ, તેથી ચેલૈયો પિતા પાસે ગયો ને પૂછવા લાગ્યો.

"પિતાજી આ શું છે? સાધુ મહારાજને કેમ ભોજન આપતા નથી? આપ કેમ રડો છો?"

હજી પણ સગાળશા કાંઇ બોલી શકતો નથી. તેથી સાધુ વચ્ચેજ બોલી ઉઠયા.

"અરે છોકરા અહીં આવ, હું તને બધું કહું. તારો બાપ મને ભિક્ષા કરાવવા ઘેર તેડી લાવ્યો છે. પણ હું અનાજ ખાતો નથી. હું તો માણસનું માંસ ખાઉં છું. તારા માબાપ પોતાની ટેક જાળવવા માટે તારૂં માંસ આપવાને કબુલ થયાં છે. પણ તે તને કહી શકતાં નથી. હવે તું આ બાબતનો ઝટ નિકાલ કર. નહિતો હું ચાલ્યો જાઉં છું."

સાધુ મહારાજનું કહેવું સાંભળી તરતજ ચેલૈયો બોલી ઉઠયો. "પિતાજી શામાટે ગભરાઓ છો? માબાપની ટેક જાળવવામાં આ શરીર કામમાં આવે એવું મારૂં ભાગ્ય ક્યાંથી? આપ સુખેથી મારૂં શરીર સાધુ મહારાજના નૈવેદ્યમાં ધરો."

પછી ચેલૈયાના શરીરના ટુકડા કરવામાં આવ્યા અને માબાપની ટેક જળવાઇ!

ધન્ય છે એ ચેલૈયાને કે જેણે માબાપની સેવા બજાવવામાં પોતાના પ્રાણનું બળિદાન આપ્યું.

"બાળકો તમે ચેલૈયાના મરણથી બહુ દિલગીર થઇ ગયાં? દીલગીર ન થાઓ! આ સાધુ તે કોઇ સાધારણ સાધુ ન હતો. પરમેશ્વર પોતેજ સાધુના રૂપમાં સગાળશાની કસોટી કરવા આવ્યા હતા. તે કસોટીમાં પાર ઉતર્યો, તેથી પરમેશ્વર તેનાપર બહુ ખુશી થયા. અને ચેલૈયાને જીવતો કરી તેના માબાપને સોંપ્યો.



(૧૬)

# અમારૂં પવિત્ર તીર્થ



(પશુમાં પડી એક તકરાર)–એ રાગ

અમારા જીવનનાં આધાર,
માત પિતા વિણુ નહિ, કંઈ બાળકનાં, હૈયે વસનાર,
બાલનાં અંતરમાં રે'નાર—અમારા૦

અમ બાલકનાં સાચાં બેલી, એ છે, પાલક દેવ,
પ્રભુ ગણીને કરશું, પ્રીતે, માત પિતાની સેવ,
અમારાં એ છે, પાલનહાર—અમારા૦

વાંક બહુ અમથી થઇ જાયે, તોય કદિ નહિ રીસ,
કાલા ઘેલા બોલ સાંભળી, રાજી રહે હર નિશ,
બહુ અમ પર કરતાં ઉપકાર—અમારા૦

દર્શન, પૂજન, અર્ચન સર્વે એજ અમારા ધામ,
હસી, રમીને સેવા કરીએ, સહાય દે, શ્રીરામ.
પ્રભુ એ અંતરમાં રે'નાર—અમારા૦

બાલ મિત્ર માલા. પુસ્તક પહેલું.



આપણા પાટવી કુંવર. ( પ્રીન્સ ઑફ વેલ્સ )

C.S.P.

# આપણા પાટવી કુંવર

## ( પ્રિન્સ ઓફ વેલ્સ )

બાળકો, તમે જાણો છો ! આ ફોટો કોનો છે ? તે આપણા હાલના પાટવી કુંવર 'એડવર્ડ આલ્બર્ટ'નો ફોટો છે. તેમની ઉમ્મર હાલ માત્ર ૨૦ વર્ષની છે. તેમના પિતા 'શાહેનશાહ જ્યોર્જ પાંચમા'ના રાજ્યમાં કદી પણ સુરજ આથમતો નથી. તેઓ આટલી નાની ઉમરના, અને આવા મહાન રાજાના કુંવર હોવા છતાં પોતાનો જરાપણ વખત મોજમજામાં કે આળસમાં ગુમાવતા નથી. પિતાની આજ્ઞામાં રહેવું, તેમને મદદ કરવી અને પિતા ખુશી થાય તેવાં કામો કરવા તરફ તેઓ હમેશાં મચ્યાજ રહે છે.

તમે જાણો છો કે હાલમાં આપણા શહેનશાહને જર્મનીના રાજા સાથે લડાઇ ચાલે છે ! આ લડાઇમાં આપણા રાજાને માટે લડનાર આપણું લાખો માણસોનું લશ્કર છે. તેથી જો આપણા પાટવી કુંવર તેમાં ભાગ ન લે, તો કોઇપણ જાતની અડચણ જેવું નથી. છતાં પિતાને મદદ કરવામાં ઉત્સુક આપણા બાળ યુવરાજ લડાઇના મેદાનમાં અંગ્રેજ

સેનાપતિના હાથ નીચે રહી લડે છે. આ પ્રસંગની તેમની ઉદારતા અને મોટા મનની એક બે વાતો તમને કહેવા જેવી છે તે નીચે કહું છું.

૧ એકવાર આપણા બાળ યુવરાજ એકલાજ પોતાની મોટર હાંકતા ચાલ્યા જતા હતા. એવામાં તેમણે કેટલાક ફ્રેંચ સિપાઇઓને ચિંતાતુર થઇને બેઠેલા જોયા. તેમને પૂછતાં જણાયું, કે તેઓ મોટરગાડી લઇને કાંઇ જરૂરના કામે જતા હતા. પણ રસ્તામાં તેલ ખૂટી પડવાથી મોટર અટકી પડી. છાવણી પણ ઘણે દૂર રહી હતી. હવે શું કરવું! તેઓને આમ મુંઝાતા જોઇને યુવરાજે પોતાની પાસેનું તેલ તેમને આપ્યું. અને બાકી રહેલા થોડા તેલમાં પોતાની મોટર ચલાવી ગયા. તે ફ્રેંચ સિપાઇઓ મોટરમાં તેલ ભરીને ચલાવવાની તૈયારીમાં હતા, તેવામાં પછવાડે એક બીજી મોટર આવી. તે માંહેના અંગ્રેજ ઓફિસરે તે ફ્રેંચ સિપાઇને પૂછ્યું 'હમણા કોઇ મોટર અહીંથી ગઇ?

"હા, એક અંગ્રેજ લશ્કરી ઓફિસરની મોટર હમણાજ ગઇ. તેમની કૃપાથીજ આ અમારી મોટર ચાલુ થઇ છે. વારૂ તે ઓફિસર કોણ હતા?

"તે 'પ્રિન્સ ઓફ વેલ્સ' હતા."

આ સાંભળતાંજ ફ્રેંચ સિપાઇઓ આશ્ચર્ય પામ્યા.

અને આવા મોટા માણસનું આવું સરળ વર્તન જોઈ તેમને ધન્યવાદ આપવા લાગ્યા.

૨ એક બેલજીયન બાઈનો ધણી લડાઈમાં માર્યો ગયા પછી તે બિચારી ભારે દુઃખમાં દિવસો ગાળતી હતી. કોઇ અંગ્રેજ અથવા ફ્રેંચ સિપાઈ રસ્તામાં જતાં આવતાં થાકી જાય, તો તે બાઇ તેમને ખાવાનું કે ચાય કરી આપતી અને લશ્કરી સિપાઇઓ તેની ગરીબ હાલત જોઇને ચાર આઠ આના વધારે આપીને ચાલ્યા જતા. એકવાર આપણા યુવરાજ તેને ઘેર ગયા. તેઓ કાંઇ ખાસ ચા પીવાને કે ખાવાને માટે ગયા ન હતા. પણ તેમણે તે બાઇની હકીકત સાંભળી હતી. તેથી ચા પીવાના બાને તેને કાંઇક મદદ કરવા માટેજ ગયા હતા. બાઇ તેમના માટે ચાય બનાવવામાં ગુંથાઇ, અને યુવરાજ તે બાઇની ૭ વર્ષની દિકરીની સાથે વાતો કરવા લાગ્યા. તેનો હસ્તો ચહેરો અને આનંદી સ્વભાવ જોઇ તેમને ઘણો આનંદ થયો. યુવરાજે ખાવાનું લેવા માટે તેના હાથમાં એક ગીની આપી. પણ તે બાળાનું ધ્યાન યુવરાજની છાતીપરના ચળકતા ચાંદ તરફ હતું. તે ચાંદ ઘણોજ કિમતી હતો, તો પણ બાળકની ઇચ્છા પુરી પાડવા માટે તેમણે તે ચાંદ પોતાના હાથે તે બાળાની છાતીપર લગાડયો. આથી તે બાળાને જે આનંદ થયો, તે જોઇ યુવરાજ ખૂશખૂશ થઇ ગયા, અને ચાય પી ચાલતા થયા.



# મારી મા

સિકંદર નામે એક મહા બળવાન રાજા હતો. તે મુસાફરીમાં હતો, ત્યારે તેના કારભારીનો એક કાગળ આવ્યો. તેમાં રાજ્યની કેટલીક હકીકત લખવાની સાથે તેણે લખ્યું હતું, કે "રાજમાતા કેટલીક વખત અમારા કામકાજમાં આડાં આવે છે." સિકંદર આ વાક્ય વાંચીને ઘડીક વિચારમાં પડી ગયો. પરંતુ તરતજ બોલી ઉઠયો કે "કારભારીને કયાં ખબર છે, કે તે ગમે તેવી તોપણ રાજમાતા છે! તેના એક આંસુના ટીપામાં આવા અનેક રાજ્યોની ઉથલ પાથલ કરવાનું સામર્થ્ય છે!"

બાળકો, સિકંદરના કહેવાનો અર્થ તમે સમજયાં! તે પોતાની માની મરજી સાચવવા માટે અનેક રાજ્યોની ઉથલ પાથલ કરવાને, અને પોતાનો પ્રાણ આપવાને પણ તૈયાર હતો. તે મહાન રાજા હોવા છતાં પોતાની મા આગળ એક બાળકજ હતો.

બાળમિત્રો, તમારી માની આંખમાં આંસુ જોઇ તેને છાની રાખવા માટે તમે શું નહિ કરો ?



# પિતાને માટે પ્રાણાર્પણ

અરે! આ શું? આ સુંદર કન્યા પોતાના શરીર પર ગ્લાસલેટ શામાટે છાંટે છે? તેના ચહેરા પર કાંઇક ઉદાસીનતા જણાય છે ખરી, તોપણ તે પોતાનું કામ ઘણી ચપળતાથી કરે છે. અરે! અરે! તેણે તો સળગેલી દીવાસળી પોતે પહેરેલાં લુગડાંને અડાડી! અરે, કોઇ દોડો! દોડો!

માણસો દોડી આવ્યાં. પણ તેમના આવવા પહેલાં તે બાળાના શરીરને ઘણીજ ઇજા થઇ ગઇ હતી. થોડા વખત-માંજ તે મરણ પામી.

બાળકો, આ કન્યાએ આમ 'આપઘાત' શામાટે કર્યો? તે જો તમારે જાણવું હોય, તો આવો તેણે મરવા અગાઉ એક કાગળ લખીને ટેબલમાં રાખેલો છે. તે આપણે વાંચીએ.

તા.— —૧૫.

## શિરછત્ર પિતાજીની સેવામાં.

વિનંતી જે:—મારૂં શરીર, તે મારૂં નહિ, પણ આપ-નુંજ છે. તેનો હું આપના સુખને માટે ઉપયોગ કરૂં છું. પિતાજી, હું જાણું છું, કે છેલ્લા ત્રણ મહીના થયાં આપ મારા માટે કેવી ચિંતામાં પડેલા છો! આપની સ્થિતિ ગરીબ છે. મારા લગ્નને માટે આપે જ્યાં જ્યાં તજવીજ કરી, ત્યાં ત્યાંથી ભારે પહેરામણીની માગણી થાય છે. અને તે

આપના જેવી આપની સ્થિતિ નથી. છેવટે આપ મને સુખી કરવા માટે કરજ કરવાને અને રહેવાનું ઘર વેચી, ઘરબાર વગરના થવાને તૈયાર થયા છો. એ જાણીને મારૂં હૃદય બળી જાય છે. હું કુમારી અવસ્થામાંજ જીંદગી ગાળવાને તૈયાર હતી, પણ તેમ કરવામાં સમાજ આડે આવે છે, અને આપની આબરૂ જાય છે.

પિતાજી આપને ઘરબાર વગરના થતા—જીંદગી પર્યંતના દેણામાં ડુબતા—અટકાવવાને, તથા આપની આબરૂ જાળવવાને હું મારૂં શરીર અગ્નિ દેવના ખોળામાં છુપાવું છું.

પિતાજી, મારી હકીકત સમાજમાં જાહેર કરજો. જો મારા આપઘાતથી સમાજમાં કાંઇ પણ લાગણી ફેલાય, અને પહેરામણીના રિવાજ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થાય, તો તેટલા અંશે હું મારા જન્મને સફળ થયો સમજીશ.

લી. આપની પુત્રી.

અહા! કેવો હૃદય ભેદક બનાવ! ધન્ય છે પિતાને માટે પ્રાણ પણ કરનાર પુત્રીને!



# બુદ્ધિની કસોટીના પ્રશ્નો

| | | | | |
|---|---|---|---|---|
| (૧) | ૧ | ૧ | ૧ | આ ત્રણ સંખ્યાઓના નવ |
| | ૭ | ૭ | ૭ | આંકડામાંથી કોઇ પણ ત્રણ આંકડા |
| | ૯ | ૯ | ૯ | નો સરવાળો ૨૦ કરી બતાવો. |

(૨) હું ઝાડપર રહું છું પણ પક્ષી નથી.
હું વલ્કલ પહેરૂં છું પણ રામચંદ્રજી નથી.
હું સમુદ્રને પેટમાં સમાવું છું પણ અગસ્ત્ય મુની નથી.
મારે ત્રણ આંખો છે પણ હું શંકર નથી.
ત્યારે કહો હું કોણ છું?

આ બન્ને સવાલોના ખરા જવાબ આપનારનાં નામો બીજા પુસ્તકમાં પ્રગટ કરવામાં આવશે. અને સહુથી પહેલો જવાબ જે બાળક તરફથી મળશે, તેને એક બાલોપયોગી પુસ્તક ઇનામ આપવામાં આવશે.

તા. ક.—બાળ મિત્ર માળાના ગ્રાહકોજ આ હરિફાઇમાં ભાગ લઇ શકશે.

સંપાદક



# માતૃભકત બાળા.





એક દિવસ ભોજરાજા પોતાની પ્રજાના સુખ દુઃખ જાણવાની ઇચ્છાથી વેષ બદલાવીને નગર ચર્ચા જોવા નીકળ્યા. તે વખતે એક છોડી પોતાનાં કપડાંની પોટકી બગલમાં ઘાલી બજારમાં જતી હતી. તેનું ઉતરી ગયેલું મોઢું જોઇને તે બહુ દુઃખી હશે એમ રાજાને જણાયું. તેથી તે તેની પાસે ગયા, અને બહુ પ્રેમથી તેને કહેવા લાગ્યા. "બેન તને શું દુઃખ છે? અને આ કપડાં લઈ તું કયાં જાય છે? તે મને કહીશ?" રાજાનું આ પ્રેમાળ ભાષણ સાંભળીને તેને હીંમત આવી અને કહેવા લાગી. "મારા બાપ મરણ પામ્યા ત્યારથી અમારી હાલત બહુ ગરીબ થઇ ગઇ. એક એક દિવસ પણ અમે ભારે દુઃખમાં વીતાડીએ છીએ. મારી મા બહુ માંદી છે તેને ખાવાનું પુરૂં

પાડવાને મારી પાસે આજ એક પાઇ પણ નથી. હું મારાં કપડાં વેચવા બજારે જાઉંછું આ કપડાં વેચવાથી આજતો અમે તેમ કરી ચલાવીશ. પણ કાલે શું કરવું એજ ચિંતા થયા કરેછે. વળી દવા અને અનાજ ન મળવાથી મારી મા જીવવાની નથી. આ વિચારથી મારૂં હૃદય ફાટી જાય છે. આમ બોલતાં બોલતાં તેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. થોડીવાર શાંત રહીને વળી તે રાજાને કહેવા લાગી. "જો રાજ્યમાં ન્યાય હોત તો અમારી આવી દશા ન થાત મારા બાપાએ ઘણા વરસ સુધી આ રાજ્યની સેવા બજાવી છે. તેમની રાજભકિતને માટે તેમને સારૂં ઇનામ મળવાની ધારણા હતી. અને જો રાજા ન્યાયી હોત તો જરૂર [illegible] મળ્યુંજ હોત, પરંતુ ઇનામ આપવાનું તો રહ્યું પણ મારા બાપ વૃદ્ધ થઇને મરણ પામ્યા તો પણ તેમના કુટુંબને માટે રાજ્ય તરફથી કાંઇ આજીવિકાનો પણ બંદોબસ્ત થયો નહિ. આથીજ અત્યારે અમારા આવા હાલ છે !

આ બાળાએ પોતાને આપેલો દોષ અને તેની બધી હકીકત સાંભળીને રાજાને ઘણું દુઃખ થયું. તેણે તેને કહ્યું. "બેન તું રાજાને દોષ ન દે. કારણ કે તેના કાન સુધી આ તારી હકીકત ગયેલીજ નહિ હોય. તેને ઘણાં મોટાં કામો કરવાનાં હોય છે, તારી હકીકત નજીવી સમજીને અધિકારીઓએ તેના આગળ મુકીજ નહિ હોય, હવે તું આજેજ

એક અરજ કરીને તારી બધી હકીકત તેમને જણાવ એટલે જરૂર તને ન્યાય મળશે." આ ભાષણ સાંભળીને બાળાએ કહ્યું. "તમે મને અરજ કરવાનું કહો છો, પણ તેથી કાંઇ લાભ થાય એમ મનેતો લાગતું નથી. અમારા જેવા ગરીબ માણસને રાજા પાસેથી ન્યાય મળવો મુશ્કેલ છે."

"ના બેન ના. તું બીલકુલ ચિંતા કરીશ નહિ. મારે અને રાજાને બહુ સારો સંબંધ છે. મારાથી બની શકે તેટલી તજવીજ કરીને હું તને રાજા પાસેથી મદદ અપાવીશ અને તને યોગ્ય ન્યાય પણ અપાવીશ" આટલું કહી રાજાએ તે બાળાના હાથમાં કેટલાક રૂપીઆ આપ્યા. અને કહ્યું તારી માતૃભક્તિ જોઇને હું બહુ ખુશી થયો છું. તારા જેવી સદ્ગુણી બાળા પર આવો કઠણ પ્રસંગ આવી પડયો જાણી મને બહુ દુઃખ થાય છે. પણ હવે પછી તારે તારાં કપડાં વેચવા જવાની જરૂર નહિ રહે અત્યારે આ પૈસા લઇને તું તારે ઘેર જા. અને કાલે તને સિપાઇ બોલાવવા આવશે તે વખતે તું તેની સાથે આવજે. એટલે પછીની બધી ગોઠવણ હું તને કરી આપીશ. એટલું કહી તે ત્યાંથી ચાલ્યા ગયા.

આ બનાવથી તે બાળાને બહુ નવાઇ લાગી. તેની આંખો પાણીથી ભરાઇ આવી. અને ઇશ્વરનો આભાર

માની તે ઘેર ગઈ. બીજે દિવસે રાજાએ તે બાળાને દરબારમાં બોલાવીને તેના બાપના પગાર જેટલું વર્ષાસન બાંધી આપ્યું. અને કહ્યું "બેન તારી હકીકત જલદી મારે કાને નહિ આવવાથી તમને દુઃખ ભોગવવું પડયું છે, અને તેથી મને ઘણી દીલગીરી થાય છે." આ બનાવ બન્યા પછી રાજાએ માણસોનાં દુઃખ સાંભળવાને અઠવાડિઆમાં એક દિવસ મુકરર કર્યો, અને તે દિવસે પોતપોતાનાં દુઃખો રાજા પાસે આવીને કહેવાનું જાહેર કર્યું. આ પ્રમાણે તે માતૃભકત બાળાને તો તેની ભકિતનું ફળ મળ્યુંજ, પણ તેના લીધે બીજા બધા માણસોને પણ સુખ થયું. પોતાના મા બાપ ઉપર પ્રેમ રાખવો, તેમની સેવા કરવી એ બાળકોની પહેલી ફરજ છે. તે જે બજાવતાં નથી તેમનો જન્મ નકામો છે.



# માતા પિતાનો સાચો સેવક





અજવાળી રાત્રિ હતી, સઘળું શાંત હતું. આવા સમયે એક સુંદર મઢુલીમાં એક વૃદ્ધ ડોસો અને ડોસી પ્રભુની વાતો કરતાં બેઠાં હતાં તેઓ બંને આંખે અંધ હતાં, અપંગ હતાં, આમ તેઓ બહુ દુઃખી દેખાતાં હતાં, પરંતુ તેમનાં પૂર્વે જન્મનાં સારાં કામના બદલામાં પ્રભુએ તેને એક પુત્ર રત્ન આપ્યું હતું. માતા પિતાનાં 'દુઃખનો તે વિસામો હતો. પુત્ર સુશીલ હતો, વિવેકી હતો. પોતાનાં વડિલોની દુઃખી અવસ્થાને તે બરાબર સમજ્યો હતો. "માતા પિતાની સેવા એજ પ્રભુ સેવા" એ વાક્યે તેના મન પર સારી અસર કરી હતી. ઘર દરિદ્ર હતું. ખાવા પીવાના પણ સાંસાં હતાં તો પછી બાકી શું રહ્યુ? તોપણ તે ધીરજવાન હતો. ધીરજ રાખીને હમેશાં પોતાનાં વડીલોની સેવામાંજ મચ્યો રહેતો. એજ તેનું નિત્ય કર્તવ્ય હતું. આથી તે માત પિતાને દુઃખમાં પણ સુખની છાંયડી મળતી, પોતાના 'પ્યારા બાળકને

આશિષ દેતાં સદા સંતોષમાં રહેતાં, અને પ્રભુ ભજનમાં સમય ગુજારતાં.

આજે શ્રવણ બહાર ગયો હતો. ઝુંપડીમાં અત્યારે માતા પિતા એકલાંજ હતાં. અચાનક વૃદ્ધ માતાને કંઇક સ્મરણ થયું, અને તેનાથી ઊંડો નિશ્વાસ ભરતાં આમ બોલાઇ જવાયું.

"નાથ ! આપણા પર પ્રભુની મહેર છે, દયા છે, સર્વ વાતે સુખ છે. પણ આ જીર્ણ શરીરે અને આ રાંકડી હાલતમાં પ્રભુ તીર્થોનાં દર્શન આપણા અભાગીના ભાગ્યમાં કયાંથી હોય?"

વૃદ્ધ ડોસીના આજના આવા વિચારથી વૃદ્ધ ડોસો તો નવાઇજ પામી ગયા. અને પત્નિને કહેવા લાગ્યા, દેવી! દેવી! આમ ન બોલો, આ ખોટી આશાના વિચારો પુત્રના કાને જશે તો તેના હૃદયને મોટો ધક્કો લાગશે, પ્રભુ ઇચ્છાને બળવાન ગણો અને નાહક નિરાશ ન બનો. જુઓ શ્રવણને આવવાનો સમય પણ થઇ ગયો છે."

વૃદ્ધ માતા આ દિલાસાથી અત્યારે તો શાંત થયાં અને વૃદ્ધ પિતા પણ રાજી થઈ બંને પ્રભુ ધ્યાનમાં લાગ્યાં. પરંતુ તે બંનેને કયાંથી ખબર હોય કે આ બધી વાતો પિતૃભક્ત શ્રવણ કયારનોએ સાંભળી રહ્યો છે? બસ ! થયું ! માતા પિતાના મનની ઇચ્છા જાણી તેની અભિલાષ પુરી

કરવાનો દ્રઢ સંકલ્પ કર્યો નિશ્ચય કર્યો. ગરીબીનાં દુખોને પણ ન ગણકાર્યાં. કાવડ તૈયાર કરાવી. માતા પિતાને પ્રેમથી તેમાં બેસાડયાં, પોતે તે કાવડ ખભે લીધી, ઘણાં ઘણાં તીર્થો ફર્યાં, વડિલોની મનકામના પુરી થઇ અંતરની અમીની આશિષો પુત્ર પર વરસી રહી, જગતમાં વાહ વાહ કહેવાઇ.

યાત્રામાં ફરતાં ફરતાં છેવટે તેઓ સરયુ નદીના કિનારા પર આવેલી પવિત્ર અયોધ્યાપુરી સુધી આવી પહોંચ્યા. સરયુના ઉંચા કિનારા ઉપર એક સુંદર ઘાસની ઝુંપડી બનાવી હતી. તે ઝુંપડી તેઓનું વિશ્રામ સ્થાન હતું. રોજ રોજ નવાં તીર્થોમાં ફરતાં. ને સાંજે તે ઠેકાણે આરામ લેતાં. આમ તે વૃદ્ધ માતાપિતા અહો ભાગ્યશાળી થયાં હતાં.

એક દહાડે મેઘલી રાત્રિ જામી હતી, નિર્જન વનમાં આજે આ મઢુલીની આસપાસ બધું ભયંકર ભાસતું હતું. કોઇ દિવસ નહિ ને આજેજ રાતમાં વડિલોને પાણીની તૃષા લાગી. ઝુંપડીમાં પાણી નહતું. વળી આવી ભયાનક રાત્રિએ પુત્ર એકલો નદીમાં જાય એ ઠીક નહિ. એથી અત્યારે ન જવા બહુ આગ્રહ કર્યો. પરંતુ શ્રવણ માત પિતાની સેવા કરવામાં દ્રઢ આગ્રહી રહેતો. તેણે તો આથીએ મોટી મોટી અનેક મુશ્કેલીઓ અનુભવી હતી. એટલે આ વાત તેને કંઇ વિસાતમાં નહતી.

પાણીનું કમંડલ હાથમાં લીધું. વડિલોની આજ્ઞા લઇ શ્રવણ નદી પર ગયો, અને નીચે વળી કમંડલ ભરવા તૈયાર થયો. કમંડલમા પાણી ભરાવાનાં ખડખડીઆંનો અવાજ થતાંની સાથે એકાએક એક તીક્ષ્ણ બાણ સુસવાટા દેતું આવ્યું. ને શ્રવણની છાતીમાં ભચ દઇને પેસી ગયું. માતા પિતાનો સાચો સેવક આવા બુરા હાલે ચત્તોપાટ પડી ગયો. છાતી-માંથી લોહીની સેરો છુટી અને મુખમાંથી ઓ માતા પિતા! એવા શબ્દો નીકળી પડયા.

શ્રવણનો રૂંધાએલો અવાજ સાંભળી રાજા દશરથ એકદમ ત્યાં આવ્યા, અને પોતાને હાથે થએલાં આ ઘોર કૃત્યને માટે તેને પારાવાર શોક થયો, તે બિચારો શિકારની આશામાં ને આશામાં મૂઢ બનેલો હતો. એટલે તેને તપાસીને બાણ ફેંકવાનું કયાંથી સુઝે? શ્રવણનાં કમંડલનો અવાજ સાંભળી, કોઇ પણ હરણ નદીમાં પાણી પીવા આવ્યું હશે, એમ ધારી તે તરફ નજર પણ ન કરતાં શબ્દવેધી બાણ ફેંકયું. શિકાર શિકારની જગોએ રહ્યો. અને પ્રભુનો બાળક-પિતૃ ભકત શ્રવણ તે શિકારનો ભોગ થઇ પડયો.

મૃત્યુની છેલ્લી પળે ઓ....માતા! ઓ....પિતા! હાય! તમારૂં શું થશે? હું તો જાઉં છું! આવાં હૃદયને વીંધી નાખનારાં વાકયો શ્રવણનાં મુખમાંથી સરી પડયાં.

વ્હાલાં બાળકો, આ બનાવ સાંભળીને પણ આપણું

હ્રુદય કંપી ઊઠે છે તો પછી જેના પાપી હાથે તે બનાવ બનવા પામ્યો. તેના શોકની તો સીમાજ શાની હોય! રાજા દશરથ લાગલોજ શ્રવણને નમી પડયો. અને ગદગદ સ્વરે પોતાનાં અઘોર કૃત્યની ક્ષમા યાચી શ્રવણે તેને શાંતિથી ક્ષમા આપી. અને છેલ્લે બોલાયું જે મારાં માતાપિતા તરસ્યાં છે તેને પાણી પાઓ? આમ બોલતાંની સાથે શ્રવણનો પવિત્ર આત્મા પ્રભુ ધામમાં ચાલ્યો ગયો.

દુ:ખને શોકથી સર્વથા ઘેરાયલો બહાવરો બનેલો રાજા દશરથ પાણી લઇ શ્રવણનાં માતા પિતા પાસે ગયો. અને પોતાને હાથે બનેલા હ્રુદય ભેદક બનાવના ભયંકર ખબર આપ્યા.

બાળકો! કહો? કહો? આ હ્રુદય વિદારક બનાવથી તે વૃદ્ધોની શી દશા થઇ હશે? તેઓ બિચારાંનું જીવન સર્વસ્વ ગયું? અને પુત્ર વિયોગે તેજ ક્ષણે પોતાના પ્રાણ ત્યજ્યા.



# બાળ મિત્ર માળા.



## બાળકોના સાચા મિત્રરૂપ
## વિધવિધ સચિત્ર પુસ્તકો.

### દરેક પુસ્તકની કીંમત એક આનો.

| | | |
|---|---|---|
| ૧ લું પુસ્તક | 'માબાપની સેવા' | તૈયાર છે. |
| ૨ જું પુસ્તક | 'હિંદનાં બાળકો' | થોડા વખત બહાર પડશે. |
| ૩ જું પુસ્તક | 'બાળ શિક્ષણ' | |

વાર્ષિક લવાજમ રૂા. ૦–૧૨–૦ આપનાર ઓછામાં ઓછા ૧૦૦૦) ગ્રાહકો મળેથી આ પુસ્તકો દરેક મહીને પ્રગટ થશે. આવાં ગ્રાહકો મેળવવાનો પ્રયત્ન ચાલુ છે. બાળ સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છતા સહૃદય મિત્રો અમને આ કાર્યમાં ઉત્સાહ પ્રેરવાને યથા શક્તિ ગ્રાહકોની સહાય આપશેજ. વાર્ષિક ગ્રાહક થવા ઇચ્છતા બંધુઓએ આ સાથેનું પોષ્ટ કાર્ડ ભરી મોકલવું.

પત્ર વ્યવહાર:—

દેવનંદ આર. ઠાકર.
વ્યવસ્થાપક બાળ મિત્ર કાર્યાલય.
બંદર રોડ—કરાચી.